# હોકુકોલ-ઇસલામ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

મોહમ્મદ સઇદ બીન હાફેઝ સાજેદ.

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું.
નગીના લેન મુ. રાંદેર જીલ્લે સુરત.

રબીઉલ અવ્વલ ૧૩૩૩ હીજરી. જાનેવારી ૧૯૧૫ ઇસ્વી.

આવૃતી પહેલી નકલ ૨૦૦૦.

મી૦ હાજી કાસમ મોહંમદ કુના ધર્માદા ફંડ તરફથી

**ભેટ.**

શરૂથી છેવટ સુધી વાંચવું એજ એની કીંમત છે.
પોસ્ટ ખર્ચ મોકલવાથી મફત મોકલવામાં આવશે.

સુરત જુની મુંબઇ બેંકમાં આવેલા દેશી મિત્ર એનજીન પ્રીન્ટીંગ
પ્રેસમાં મ..નલાલ કીકાભાઇએ છાપ્યા.

# જાહેર ખબર.

નીચે લખેલી કીતાબો સામટી મંગાવવાથી પોસ્ટેજ દોઢ આનો લાગશે, પણ છુટક મંગાવવાથી દરેકનો અડધો આનો લાગશે.

શર્‌ઈ મીરાસ

મજમુએ-ચેહેલ-હીદીસ.

ઇમાનની કસોટી (ઉ. દુ)

અહકામે આકીલ વોલેદૈન.

તાલીમુઝ ઝકાત

હીદાયતનો પરદો.

મહમદ સઈદ બીન હાફેજ સાજેદ

અથવા

હાફેઝ કાસમ મોહમદ હુ.

નગીનાલેન મુ૦ રાંદેર જીલ્લે-સુરત

# કૃપાળુ (અને) દયાળુ ખુદાના નામથી
# (શરૂ કરૂં છું)

વખાણુ ખાસ ખુદાને માટે છે, કે જેને હમોને ઇસલામના હકો બતાવ્યા અને દરૂદ તથા સલામ હજરત મોહંમદ (સલ) માટે તથા સહાબા અને તમામ મુમીનો માટે છે.

એ પછી મોહંમદ સઇદ બીન હાફેજ સાજેદ કહે છે કે આજ કાલ મુસલમાન ભાઇઓ લોકોના જેવા જોઇએ તેવા હકો અદા કરતા નથી જેથી હોકુકુલ ઇસલામ નામની ઉરદુમાં મોલાના મોલવી મોહમદ અશરફ અલી સાહેબ રહેનાર થાનાભવન જીલ્લે મુજફફર નગર વાલાની રચેલી છે. તેનો મેં ગુજરાતી ચાલુ જબાનમાં તરજુમો કર્યો. જેથી ખુદાએ એ કામને મારા હાથથી પુરૂં પાડયું છે. એ વિષે ખુદા પાક માટે બધી વખાણુ અને ઉપકાર છે.

હવે આ રીસાલાના લખાણુમાં જે કંઇ મારાથી ભુલ ચુક થઇ હોય તો તેને સુધારે. ખુદા પાક એનો બદલો સારો આપશે. ઓ અલ્લાહ તું એને કબુલ કરી લોકોપયોગી કરજે અને મારા છુટકારાનું કારણુ બનાવી તેમ મારા મા બાપને તથા મુલ કરતાને અને છપાવનારને તથા વાંચનાર સાંભળનારને એટલુંજ નહિં પણુ સરવે મુમીન ભાઇઓને બખશ આમીન.

# કૃપાળુ અને દયાળુ ખુદાના નામથી (શરૂ કરૂં છું)



સર્વ સ્તુતિ અલ્લાહને છે કે જેણે પોતાની કિતાબમાં હમો બધાને પોતાના વચન સાથે બુજરૂગી દીધી કે અલ્લાહ તમોને હુકમ કરે છે આ વાતનો કે તમો અમાનતોને તેના જે હકદાર છે તેને પહોંચાડો અને જો લોકોમાં હુકમ કરો તો ઇનસાફની સાથે કરો અને દરૂદ તથા સલામ અલ્લાહના રસુલ માટે જે હમારા સરદા છે તેમનું નામ મોહંમદ (સલ) છે તેમણે હમોને જગાડયા પોતાના વચનની સાથે કે જે માણસ પર કોઇ મુસલમાન ભાઇનું કોઇ હક્ક માલ કે આબરૂનું હોય તો તેને દુન્યામાજ કયા મત આવ્યા પહેલા અદા કરી દેવું જોઇએ કેમકે ત્યાં કંઇ રૂપીયા પૈસા ન હસે અને તેમની ઓલાદ તથા સહાબા માટે જેઓએ મેલવ્યું તે ચીજને જેને મલવવાનો ખુદાએ હુકમ દીધો હતો અને રસુલુલ્લાહ (સલ) ની ઉમ્મતના આલીમો માટે જે-ઓએ દરેક ડાલીને તેના થડની સાથે પહોચાડી દીધી.

સ્તુતિ અને દરૂદ પછી જાણવું જોઇએ કે નકલં (કુરઆન અને હદીસ) અને અકલથી આ હુકમ સાબેત છે કે હમારા લોકોથી કંઇ હકોનો હુકમ થયો છે. જેમાં કેટલાક અલ્લાહ તઆલાના હકો છે અને કેટલાક બનદાઓના, અને બન્દાઓના હકોમાંથી કેટલાક દીનના છે અને કેટલાક દુન્યાના. પછી દુન્યામાં કેટલાક સગાઓના હકો છે અને કેટલાક પરાવાઓના તેમ કેટલાક ખાસ લોકોના હકો છે. કેટલાક સાધારણ મુસલમાનોના અને કેટલાક પોતાથી મોટાઓના છે તેમ કેટલાક નાનાઓના તથા સરખા દરજાવાલાઓ વગેરેના છે. અને વગર ઇલમના કારણ ઘણા લોકોને કેટલાક હકોની

ખબર પણ નથી અને કેટલાકને તેઓના અમલના કારણ અદા કરવા-નો બંદોબસ્ત નથી એટલા માટે દીલમાં આવ્યું કે એક ટુંક લખાણ એ બારામાં જમા થાય તો ફાયદાની ઉમ્મેદ છે જેમકે કાજી સના ઓલ્લાહ સાહેબ (રહ) ના હકીકતુલ ઇસલામ નામનો રીસાલો જેનો હવાલો કમતરે ફેરૂઓલ ઇમાનમાં દીધો છે. એ મતલબમાં કાફી અને પુરો હતો એટલા માટે તેનોજ ખુલાસો કરવો બસ સમજે પણ કેટલીક મતલબો જરૂરતથી કોઇ કોઇ જગ્યા વધારાય છે. હવે અલ્લાહ તઆલાના નામથી શરૂ કરૂં છું અને એનું નામ હોકુકુલ ઇસલામ રાખું છું અને એમાં કેટલાક ભાગો છે. અને દરેક ભાગમાં એક એક હકનું બ્યાન છે.

(૧) ભાગ. બધાથી પહેલા બનદાને માથે અલ્લાહ તઆલાનું હક્ક છે કે જેણે તરેહ તરેહની નેઅમતો તમારી મોજુદ અને બાકી રાખવાને માટે ઇનાયત ફરમાવી ગુમરાહીથી કહાડી હિદાયતની તરફ લાવ્યા હિદાયત પર અમલ કરવાના બદલામાં તરેહ તરેહની બખ-શીશોની ઉમ્મેદ દેવાડી અલ્લાહ તઆલાના હકો બનદાઓને માથે આ છે. (૧) ખુદાની જાત અને ગુણોના સંબંધ કુરઆન અને હિ-દીસ પરમાણે પોતાનો એતેકાદ રાખે (૨) અકાએદ (થધાઓ) અને આમાલા (કરણી) અને મોઆમેલાત (કારોબારો) અને અખલાક (ખસલતો) માં જે તેની મરજી પ્રમાણે હોય કબુલ કરે અને જે તેની મરજીથી વિરૂધ હોય તેને તજે (૩) અલ્લાહ તઆલાની ખુશી અને મોહબતને બધાની ખુશી અને મોહબત પર પરથમ રાખે (૪) જેના-થી મોહબત કે દુશમની રાખે અથવા કોઇની સાથે એહસાન કરે કે ન કરે તમામ અલ્લાહ માટે કરે.

(૨) ભાગ. જ્યારે અલ્લાહની જાત અને ગુણો તેમ ખુશી અને નાખુશી નીઓલખણુ હમો લોકોને અમબીયા (અ. સ.) ની મારફતે થઇ અને તેઓની પાસે ફરેસતાઓ વહી લાવ્યા એવીજ રીતે ઘણાં ફાયદાઓ તેમ નુકસાનો દુન્યાના અમબીયા (અ. સ.)ની મારફતે માલમ પડયા અને ઘણાં ફરીશતાઓ (દુતો) હમારા ફાયદાઓના કામો પર મુકરર છે અને અલ્લાહના હુકમથી તે કામોને પુરૂ કરી રહ્યા છે એટલા માટે અમબીયા તથા મલાએકા (અ. સ.) ના હક્ક અલ્લાહના હક્કમાં દાખલ થયા ખાસ કરી હજરત (સલ) નું એહસાન બધાથી વધારે હમારા પર છે એટલા માટે તેમનું હક્ક પણ બધાથી વધુ છે તે કેટલાક હકો છે. (૧) તેમની પેગમબરીનો ભરોસો રાખે (૨) બધા હુકમમાં તેમની ફરમાબરદારી કરે (એજ મોહબતની નીશાની છે) (૩) તેમની મોટાઇ અને મોહબતને દીલમાં જગ્યા દે (૪) અને તેમના પર દરૂદ તથા સલામ પઢા કરે મલાએકા (દુતો) (અસ) ના આ હકો છે (૧) તેઓના વોજુદ (હોવા) નો ભરોસો રાખે (૨) તેઓને ગુનાહોથી પવીત્ર સમજે (૩) જ્યારે તેઓના નામ લે અલે હિલામ કહે (૪) મસજીદમાં બદબોદાર ચીજ ખાઇ અથવા પીઇ (જેમકે હુકકો વીગેરે) કરી જવાથી અથવા હવા નીકલવાથી ફરેરતાઓને ઇજા થાય છે તેથી બચે અને જે કામોથી ફરેસ્તાઓને તકલીફ તેમ નફરત હોય તેથી બચવું વાંજેબ સમજે દાખલા તરીકે તસવીર રાખવી કે વગર જરૂરત શરીઅતને કુતરૂ પાલવું કે જુઠું બોલવું જનાબત (ના પાકી)માં સુસતીથી પડી રહેવું કે નમાઝ પણ બરબાદ થાય અથવા વગર જરૂરત શરીઅતને કે તબીઅતને નાગા થવું એકાંતમાં હોય તો પણ બચવું લાજીમ છે.

(૩) ભાગ. સહાબા અને અહલે બેત (રદી) ને જેમકે હજરત (સલ) ની સાથે દીન અને દુન્યા બેઉ તરેહના સંબંધ છે એટલે તેમના હક્કમાં તેઓના હકો પણ દાખલ થયા તે આ છે. (૧) તેઓની તાબેદારી કરે (૨) તેઓથી મોહબત રાખે (૩) તેઓને આદિલ (કોઇ તરેહની એબ નથી) થવાનો એતેકાદ રાખે (૪) તેઓની દોસ્તી રાખનારથી દોસ્તી અને દુશમની રાખનારથી દુશમની રાખે.

(૪) ભાગ જાહેર અને બાતિનના આલેમો (આથી હક્કપર ચાલનારા તેમ હક્કવાત કહેનારાઓ છે.) જેમકે હજરત (સલ) ના વારેસ તેમ ગાદીનશીન છે એટલા માટે એઓના હકો પણ તેમના હકમાં દાખલ છે તે આ છે. (૧) ફીકહના મુજતહેદો અને હદિસના આલેમો તેમ ઉસ્તાદો અને તરીકતના મશાએખો અને દીનના પુસ્તકો રચનારાઓ માટે દોઓએ ખેર (સારી પ્રાર્થના) કર્યા કરે (૨) શરીઅતના કાયદા પ્રમાણે તેઓની તાબેદારી કરે (૩) જે તેઓમાંના જીવતા હોય તેઓથી તાઝીમ અને મોહબ્બત કરે તેઓથી દુશમની તેમ વીરૂધ ન કરે (૪) તાકાત અને જરૂરત મુજબ તેઓની માલથી પણ ચાકરી કરતો રહે.

(૫) ભાગ. એ મજકુર સાહેબો તો દીનની નેઅમતોમાં વાસ્તો હતા એટલા માટે તેઓના હક્ક વાજેબ હતા. કેટલાક લોકો દુન્યાની નેઅમતોના કારણ છે તેઓના હક્ક પણ શરીઅતથી સાબેત છે જેમકે મા બાપની મારફતેથી પેદાયસ અને પરવરીશ હોય છે તેઓના આ હકો છે. (૧) તેઓના તરફથી કંઇ તકલીફ હોય તોપણ તેઓને ઇજા ન પહોંચાડે (૨) વાતચીત અને કામકાજમાં તેમની તાઝીમ

કરે (૩) શરીઅતના હુકમમાં તેમની તાબેદારી કરે (પણ જો ગુનાહનુ તો ન કરે) (૪) જો તે બંને કાફર હોય ને તેઓને માલની જરૂરત હોય તો પણ ખીજમત કરે.

(૬) ભાગ. મા બાપના ગુજરી ગયા પછી તેમના આ હકો છે. (૧) તેઓને માટે બખશીશ અને રહમતની દોઆ કરતો રહે નફીલ નમાઝો અને માલની ખેરાતોનો સવાબ તેઓને પહોંચાડયા કરે (પણ જો કાફર *હોય તો એ કામ ન કરે) (૨) તેઓથી મળનારાઓ સાથે માલની મદદ અને બદનની ખીજમત તેમ અદબથી વરતે (૩) તેઓની માથે જે દેણુ હોય તેને અદા કરે (૪) કદી કદી તેઓની કબરની જેયારત કર્યા કરે.

(૭) ભાગ. દાદો, દાદી, નાના, નાનીના હુકમ શરીઅતમાં મા બાપના જેમ છે પછી તેઓના હકો પણ મા બાપના જેમ સમજવા જોઇએ એવીજ રીતે મામો માસી માના જેમ અને કાકો ફુઇ બાપના જેમ છે એનો ઇશારો હદિસમાં આવ્યો છે.

(૮) ભાગ. જેવી રીતે મા બાપના હકો ઓલાદપર છે એજ રીતે મા બાપપર પણ ઓલાદના હકો છે તે આ છે (૧) નેક ઓરતથી નિકાહ કરાવવા કે સારી ઓલાદ પેદા થાય (૨) બચપણમાં મોહબ્બતની સાથે તેઓને પરવરેસ કરવું કે ઓલાદને પીયાર કરવાની ફઝીલત આવી છે. ખાસ કરી દીકરીયોથી તંગ દીલ ન થવું તેણીયોની પરવરીસ કરવાની ઘણી ફઝીલત આવી છે. જો દાઇનું દુધ પીવડાવું પડે તો સારી દીનદાર દાઇ ધુંડવી કે દુધની અસર બાલકની ખસલતમાં આવે છે (૩) તેઓને દીનનો ઇલમ અને અદબ શીખવવો (અને જો ન સીખવે ને બુરા કામો કરશે તો માબાપ ગુનેહગાર

થશે) (૪) જ્યારે નિકાહના લાએક (બાલેગ) થાય તો તેઓના નિકાહ કરી દેવા. જો છોકરીનો ધણી ગુજરી જાય તો બીજા નિકાહ થવા સુધી તેણીને પોતાના મકાનમાં આરામથી રાખે તેણીનો જરૂરી ખરચ ઉઠાવે.

(૯) ભાગ. દાઇ પણ દુધ પીવડાવાના સબબથી માના જેમ છે તેના હકો પણ આવ્યા છે તે આ છે (૧) તેણીની સાથે અદબ અને ઇજ્જતથી વુરતવું (૨) જો તેણીને માલની જરૂર હોય અને પોતે માલદાર હોય તો તેથી સુસ્તી ન કરે. (૩) જો બની શકે તો એક ગુલામ કે લોંડી ખરીદ કરી તેણીને ખીજમત માટે દે (૪) તેણીનો ધણી જેમકે તેણીનો માલેક છે અને એ તેની માના જેમ છે તો તેણીના ધણીને સરદારનો સરદાર સમજી તેની સાથે પણ એહસાન કરે.

(૧૦) ભાગ. સાવકી મા જે કે બાપની પાસે છે અને બાપના દોસ્તની સાથે એહસાન કરવાનો હુકમ આપ્યો છે એટલે સાવકી માના પણ કેટલાક હકો છે (૬) ભાગની (૨) માં જે મજકુર થયું છે તે બસ છે.

(૧૧) ભાગ. હદિસમાં છે કે મોટો ભાઇ બાપના જેમ છે એથી લાજીમ થયું કે નહાનો ભાઇ ઓલાદની જેમ છે પછી એઓનાં આપસમાં તેવાજ હકો થશે. જેવા મા બાપ અને ઓલાદના વચમાં છે એવીજ રીતે મોટી બહેન અને નહાની બેહેનની ધારણા કરવી જોઇએ.

(૧૨) ભાગ. એવીજ રીતે બાકીના સગાઓના પણ હકો આવ્યા છે. જેનો ખુલાસો આ છે. (૧) પોતાના મોહારીમ (જેનાથી નિકાહ દુરસ્ત નથી) જો મોહતાજ હોય અને ખાવાની તેમ ધંધાની

ચાહતી રાખતો ન હોય તો જરૂરત જોગી તેના ખરચની ખબર રાખવી ઓલાદના જેમ વાજેબ છે પણ એજ રીતે બીજા મોહા-રીમનો ખરચ વાજેબ તો નથી બલકે કંઇ જરૂરી ખીજમત કર્યા કરે (૨) કદી કદી તેઓથી મલતો રહે (૩) તેઓથી સગાઇ તોડે નહિ બલકે જો કોઇ રીતે તેઓથી ઇજા પણ પહોંચે તો સબર કરવો બહેતર છે (૪) જો કોઇ નઝદીકનો મહરમ તેના માલેકપણામાં આવે તો તેજ વખત આજાદ થઇ જશે.

(૧૩) ભાગ. ઊસ્તાદ અને પીર (ગુરૂ આથી દુન્યા કમાનાર તેમ શરીઅત વીરૂધ ચાલનારા નથી) જેમકે બાતેની દુરસ્તીના સબ-બથી બાપના જેમ છે એટલા માટે તેઓની ઓલાદ કે સગાઓથી એવીજ રીતે વરતવું જોઇએ કે જેવી રીતે પોતાના બાપની ઓલાદ કે સગાઓથી વરતે છે. લા અસઅલો કુમ અલૈ હે અજરા ઇલલ્લ મવદ્દત ફીલ કુરબાની એ પણ એક વીગત છે. આ જગ્યાથી સાદાતો (તે આથી તે છે કે જે શરીઅત પ્રમાણે ચાલતા હોય તે) ની બુઝરૂગી તેમ ઇજ્જત પણ જાણવી જોઇએ અને જેમકે શાગીરદ મુરીદ (ચેલો) ઓલાદના જેમ છે તો પોતાના ઉસ્તાદનો શાગી રદ અથવા પોતાના પીરનો મુરીદ ઓલાદની જગ્યા પોતાના બાપને થયો પછી તેના હકો ભાઇના હકોના જેમ સમજવા. કુરઆન મજી-દમાં સાહેબે બિલ જંમબે જે આવ્યું છે એમા પણ તે દાખલ છે.

(૧૪) ભાગ. શાગીરદ તેમ મુરીદ જેમકે ઓલાદની જગ્યા છે. મહેરબાની અને દલગીરીમાં તેઓનું હકક ઓલાદના હકના જેમ છે.

(૧૫) ભાગ. ધણી ધણીઆણીના હકોમાં ધણીને માથે આ હકો છે. (૧) પોતાની તાકાત મુજબ તેણીને ખરચ વગેરેમાં તંગી કરે

નહિ, (૨) તેણીને દીનના મસલાઓ સીખાડયા કરે અને સારા કામોની તાકીદ કરતો રહે. (૩) તેણીના નઝદીકના સગાઓથી કદી કદી તેણીને મળવા દે (૪) તેણીની કમ સમજેપર ઘણો સબર અને સુકુત (ચુપ) કરે. જો અદબની જરૂરત પડે તો દરમીયાંની ચાલનો વીચાર રાખે અને ઘણીઆણીને માથે આ હકો છે. ( ૧ ) તેની ફરમાબરદારી અને અદબ તેમ ખીજમત તથા ખુશી દીલની પુરેપુરી રીતથી બજાવે પણ શરીઅતના હુકમ વીરૂધમાં બજાન કરે (૨) તેની તાકાતથી વધારે તેનાપર હુકમ ન કરે (૩) તેના માલને વગર હુકમથી ખર્ચ ન કરે (પણ જો તે માલદાર હોય ને ઘણી તંગી કરતો હોય તો જરૂરત જોગુ લેવામાં કંઈ પરવા નથી) (૪) તેના સગાઓથી સખતી ન કરે જે ચીજથી ઘણીને રંજ પહોચે તે ન કરે ખાસ કરી ઘણીના માબાપને પોતાનો મખદુમ (સરદાર) સમજી અદબ અને તાજીમથી વરતે.

(૧૬) ભાગ. હાકીમ અને મહકુમના હકોમાં. હાકીમમાં બાદશાહ અને નાએબ બાદશાહ તેમ સરદાર વગેરે મહકુમમાં રૈયત તેમ નોકરો વગેરે બધા દાખલ છે. અને જે જમ્મા માલેક તેમ મમલુક (ગુલામ) હોય તે પણ દાખલ થશે. હાકીમને માથે આ હકો છે. (૧) મહકુમપર સખત કાયદાઓ જારી ન કરે (૨) જો આપસ રૈયતોમાં કંઇ જગડો થાય તો ઇનસાફનો ખ્યાલ કરે કોઇ બાજુ દોરવાય નહિં. (૩) દરેક રીતે તેઓની ખબરદારી તેમ આરામ પહોંચાડવાની ફીકરમાં રહે. દાદ માંગનારાઓને પોતાની પાસે આવવા માટે સેહેલાઇનો રસ્તો મુકરર કરે (૪) જો પોતાની ઇજ્જતમાં તેઓથી કોઇ ધીલ કે ભુલ થાય તો ઘણે ભાગે માઆફ (મુકી દીયા) કર્યા કરે અને મહકુમ માથે આ હકો છે. (૧) હાકીમની ખેરખાહી અને તાબેદારી કરે પણ

શરીઅત વીરૂધ હુકમમાં તાબેદારી ન કરે. (૨) જો હાકીમથી કોઇ વીરૂધ હુકમ જાહેર થાય તો સબર કરે શિકાયત તેમ બદદોઆ (બુરી પ્રાર્થના) ન કરે પણ તેના નરમ મીજાજ થવા માટે દોઆ કરે અને પોતે અલ્લાહ તઆલાની તાબેદારી કરવાનો બનદોબસ્ત કરે જેથી અલ્લાહ તઆલા હાકેમોના દીલને નરમ કરે. એક હદિસમાં એ બયાન આવ્યું છે (૩) જો હાકીમથી આરામ પહોચે તેના એહસાનને શુકર (ઊપકાર) કરે (૪) નફસાનીયતની રીતે તેનાથી સરકશી ન કરે અને જે જગ્યા ગુલામનો રિવાજ હોય ત્યાં ગુલામોનો ખર્ચ વગેરે પણ વાજેબ છે. અને ગુલામને તેની ચાકરી મુકી નાસવું હરામ છે બાકી રૈયતો આજાદ છે હુકુમતના ઘેરામાં રેહેલા સુધી હકો રહે છે અને નીકલવા પછી દરેક વખત મુખ્તાર છે.

(૧૭) ભાગ. કુરઆન મજીદમાં અલ્લાહ તઆલાએ નસબની સાથે મુસાહરતના સંબંધનું પણ બ્યાન ફરમાવ્યું છે આથી જણાયું કે સાસુ સસરા. અને સાલા બનેવી તેમ જમ્માઇ વહુ તથા રબીબ એટલે ઓરતની આગલી ઓલાદના પણ કેટલાક હક હોય છે એટલા માટે એ ઇલાકામાં પણ ભલાઇ એહસાન તેમ અદબની સાથે ખાસ કેટલીક રીતે રાખવું જોઇએ.

(૧૮) ભાગ. સગાઓ સેવાએ બીજા સાધારણ મુસલમાનોના પણ હકો છે. એસ. બહાનીએ તરગીબ. વ. તરહીબમાં રિવાયત હજરત અલી (ર દી)થી આ હકો નકલ કર્યા છે, (૧) મુસલમાન ભાઇની ભુલને મુઆફ કરો (૨) તેના રડવા પર રહેમ કરો. (૩) તેના એબને ધાંપો (૪) તેના ઊજરને કબુલ કરો (૫) તેની તકલીફને દુર કરો (૬) હમેશાં તેની ખેરખાહી કરતાં રહો (૭) તેની મોહબ્બતની

ખબરદારી કરો (૮) તેના અહદનો ખ્યાલ કરો (૯) બીમાર હોય તો જોવા જાઓ (૧ ) ગુજરી જાય તો જનાજાપર હાજેર થાઓ (૧૧) તેની દાવાવત (નોતરા) ને કબુલ કરો (૧૨) તેનો હદયો (ભેટ) કબુલ કરો. (૧૩) તેના એહસાનનો મુકાફાત (બદલો) કરો (૧૪) તેની નેઅમતનો ઊપકાર કરો (૧૫) મોકાપર તેની મદદ કરો (૧૬) તેના ઓરત બચ્ચાંઓની ખબરદારી કરો (૧૭) તેની હાજત પુરી કરો (૧૮) તેની અરજને સાંભળો (૧૯) તેની સેફારશ કબુલ કરો (૨૦) તેની મુરાદને નાઉમ્મેદ ન કરો (૨૧) તે છીંક કરી અલ-હમદો લીલ્લાહ કહે તો જવાબમાં યરહમોકલ્લાહ કહો (૨૨) તેની ખોવાઇલી ચીજને તેની પાસે પહોંચાડો (૨૩) તેના સલામનો જવાબ દો (૨૪) નરમ અને ખુશીની સાથે તેનાથી વાતચીત કરો (૨૫) તેની સાથે એહસાન કરો (૨૬) જો એ તેને ભરોસે કસમ ખાય તો તેને પુરો કરો (૨૭) જો તેનાપર કોઇ જુલમ કરતો હોય તો તેની મદદ કરો જો તે કોઇપર જુલમ કરતો હોય તો રોકો (૨૮) તેની સાથે મુહબ્બત કરો દુશમની ન કરો ( ૨૯ ) તેને રોસવા ન કરો ( ૩૦ ) જે વાત પોતાને માટે પસંદ કરો તે વાત તેને માટે પણ પસંદ કરો અને બીજી હદિસોમાં આ હકો વધારે છે. (૩૧) મુલાકાતના વખત તેને સલામ કરો અને મુસાફહો પણ કરો તો ઘણો સરસ છે (૩૨) જો આપસમાં કોઇવેલા કંઇ તકરાર થાય તો ત્રણ દિવશથી વધારે વાતચીત કરવી બનધ ન કરો ( ૩૩ ) તેનાપર બુરો ગુમાન ન કરો (૩૪) તેનાથી હસદ તેમ દુશમની ન કરો ( ૩૫ ) શરીઅતના હુકમ બની શકે તેટલા તેને કરો (૩૬) નહાનાઓપર રહમ કરો મોટાઓની ઇજ્જત કરો (૩૭) બે મુસલમાનોમાં તકરાર થાય તો મેલાપ કરાવો

-(૩૮) તેની ગીબત (નીનદા) ન કરો (૩૯) તેનાં માલ અને આબ-રૂમાં કોઇ રીતે નુકસાની ન પહોચાડો (૪૦) જો સવારીપર સવાર ન થઇ શકે અથવા તેનાપર સામન ન મુંકી શકે તો તેને મદદ કરો (૪૧) તેને ઊઠાડી તેની જગ્યાએ ન બેસો (૪૨) ત્રીજાને એખલો મુકી બે માણસ વાતો ન કરે અને યાદ રાખવું જોઇએ કે જે લોકોના ઉંપર હકો મજકુર થયાં છે તે ખાસ હકો છે અને એ આમ હકોમાં તેઓ પણ ભેગા છે.

(૧૯) ભાગ. અને જે લોકોમાં સેવાએ એને બીજાં પણ કોઇ ગુણ હોય તેના બીજા હકો વધારે હોય છે જેમકે પડોસી કે તેના હકો આ છે. (૧) તેની સાથે એહસાન અને ભલાઇથી વરતે (૨) તેના ઓરત બચ્ચાંઓની સંભાળ રાખે (૩) કોઇ કોઈ વખત તેને ત્યાં ભેટ વગેરે મોકલ્યા કરે. ખાસ કરી જ્યારે તે ભુખા હોય ત્યારે તો થોડું ઘણું ખાવાનું જરૂર તેને આપે (૪) તેને તકલીફ ન દે જરા જરા વાતોમાં તેનાથી તકરાર ન કરે. તેની તકલીફને દુર કરવા માટે શરીઅતે શેફાનો હક સાબેત કર્યો છે વીદવાનોએ કહ્યું છે કે જેમ વતનમાં પડોસી હોય છે એવીજ રીતે સફરમાં એટલે સફરનો સંગાતી જે ઘરથી સાથી થયો હોય અથવા રસ્તામાંથી તેની મોહબ્બત થઇ હોય. હદિસમાં એક ને જારે મુકામ બીજાને જારે બાદયા ફરમાવ્યું છે તેના હક પણ વતનના પડોસીના જેમ છે એના હકોનો ખુલાસો આ છે કે તેની રાહતને પોતાની રાહતપર પ્રથમ રાખે. કેટલાક લોકો રેલ (આગબોટ) વગેરેમાં મુસાફરોની સાથે ઘણી ખેચમ ખેંચી કરે છે એ ઘણી બુરી વાતો છે

(૨૦; ભાગ. એવીજ રીતે જે બીજાઓની મદદ કરવી જોઇએ

જેમકે યતીમ રાંડી રાણુ કે આજીજ, જઇફ કે મીસકીન, મોહતાજ, બીમાર, માઅજુર અથવા મુસાફીર કે સાએલ એ લોકોના આ હકો વધારે છે. [૧] એ લોકોને માલથી ખીજમત કરવી (૨) એ લોકોના કામ પોતાના હાથ પગોથી કરવા (૩) એ લોકોનું દીલ ખુશ અને તસલ્લી કરવું (૪) એ લોકોની હાજત તેમ સવાલને રદ ન કરવો.

(૨૧) ભાગ એજ રીતે મહેમાનના આ હકો છે (૧) આવે તે વેલા ખુશી જાહેર કરવા જાય તે વખત થોડામાં થોડું દરવાજા સુધી પહોંચાડવું (૨) તેની આદત અને જરૂરતનો બનદોબસ્ત કરવો. કે જેથી તેને રાહત પહોંચે (૩) તવાજો અને મહેરબાની તેમ ઇજ્જત ની સાથે તેનાથી વરતો બલકે પોતાના હાથથી તેની ખીજમત કરો (૪) ઓછામાં ઓછી એક દિવસ તેને માટે ખાવામાં કેટલોક વચલા દરજ્જાનો વધારો કરવો પણ એટલુંજ કે જેમાં ન પોતાને હેરાની થાય ન તેને સરમીનદગી હોય અને કમતીમાં કમતી ત્રણ દિવસ તેની મહેમાનદારી કરવી એટલું તો તેનું .હક જરૂર છે. તે પછી જેટલું તે રહે મીજબાન (ધરવાલા) ના તરફથી એહસાન છે. પણ પોતે મેહમાનને મુનાસબ છે કે તેને તંગ ન કરે ન વધારે રહે ન વગર જરૂરતની ફરમાએશ કરે ન તેના ખાવામાં તપાસ તેમ બેસણા ઊઠવા અને ખીજમત વગેરેમાં દખલ દે.

(૨૨) ભાગ એવીજ રીતે જેનાથી ખાસ દોસ્તી હોય. કુરઆન મજીદમાં તેને સગાઓ તેમ મહારિમની સાથે બ્યાન ફરમાવ્યું છે તેના આ અદબ તેમ હકો છે. (૧) જે માણસથી દોસ્તી કરવી હોય પહેલા તેના અકીદાઓ અને અમલો તેમ મામલાઓ તથા ખસલતો સારી રીતે જોઇ લે જો. બધા કામોમાં તેને મજબુત તેમ નેક હોય.

તેનાથી દોસ્તી કરો અને જો એમ નહિ તો દુર રહેો. બુરાની સોબતથી બચવાની ઘણી તાકીદ આવી છે. અને જોવાથી પણ તેનું નુકશાન જાહેર હોય છે. જ્યારે એવો કોઇ મુનાસેબ હોય તેનાથી દોસ્તી કરવાની પરવા નથી બલકે દુન્યામાં બધાથી મોટી રાહતની ચીજ દોસ્તી છે (૨) પોતાના જાન અને માલથી કદી તેની સાથે સુસ્તી ન કરે (૩) કોઇ કામ તબીઅત વીરૂધ તેનાથી થાય તેથી આંખ વીચામણી કરે જો કોઇ વખત કંઇ જગડો પડે તરતા તરત સફાઇ કરી લે તેને લંબાવે નહિં દોસ્તોની શેકાયત કહાણી પણ મજાથી ખાલી નથી પણ તેને લઇને ન બેસે (૪) તેની ખરેખાહીમાં કોઇ રીતે કમી ન કરે. સારી સલાહ દેવા કદી સુસ્તી ન કરે તેના મશવેરાને સારી રીતથી સાંભળે અને જો લાએક કામ હોય તે કબુલ કરે અને યાદ રાખવું જોઇએ કે હીંદુસ્તાનમાં જેવી રીતે મુતબન્ના (પાલક ચચાં) બનાવવાની રસમ છે કે તેને તદન બધા કામોમાં ઓલાદના જેમ સમજે છે. શરીઅતમાં તેની કાંઇ અસલ નથી. પાલકનું અસર દોસ્તીના અસરના જેમ છે વધારે નથી જેમકે એની સાથે જાણી જોઇને ખાસપણુ પેદા કીધું છે. એટલા માટે દોસ્તીના કાયદામાં તેને દાખલ કરી શકાય છે બાકી મીરાસ વગેરે તેને કંઇ મળી શકતી નથી કેમકે મીરાસ વગર અખત્યારી હુકમ છે. અખત્યારી નથી કે જેને જોઇએ તેને દે અને જેને જોઇએ તેને અભાગ્યો કરે આથી જણાયું કે હીંદુ સ્તાનમાં જે રસમ આક કરવાની છે એટલે કોઇ ઓલાદની નિસબત કે મરે છે કે તેને માહારી મીરાસ ન દેવાય સરીઅતમાં તદન બાતલ છે જેમકે ઉપર જણાયું કે મીરાસ વગર અખત્યારી હુકમ છે અખ ત્યારી નથી.

(૨૩) મો ભાગ. જેવી રીતે સગાંઓ કે ઇસલામની શરાકતથી ઘણાં હકો સાબેત હોય છે કેટલાક માત્ર એક જાતના કારણથી સાબેત થાય છે એટલે માત્ર માણસ હોવાના કારણથી તેની ખબરદારી મુસલમાન ન હોવા છતાં વાજેબ હોય છે તે આ છે (૧) વગર ગુનાહથી કોઇને જાન કે માલની તકલીફ ન દે (૨) શરીઅતના વગર કારણથી કોઇની સાથે ભુંડી વાત ન કરે (૩) જો કોઇને ભુખ કે બીમારીની મુસીબતમાં જુવે તો તેની મદદ કરે ખાવા પીવાનું દે ઇલાજ વગેરે કરી દે (૪) જે સુરતમાં શરીઅતે સજાનો હુકમ દીધો છે તેમાં પણ જુલમ તેમ વધારો ન કરે તેને રીબાવે નહિં.

(૨૪) મો ભાગ. એવીજ રીતે જાનદાર હોવાથી પણ કેટલાક હકો સાબેત થાય છે એટલે જનાવરોના હક્રમાં પણ તેની ખાતરદારી લાજીમ છે તે આ છે (૧) જે જનાવરથી કોઇ વધારે ગરજ ન હોય તેને કેદ ન કરે. ખાસ કરી બચ્ચાંઓને તબેલા કોઠ વગેરેથી કહાડી લાવી અને તેના માબાપને હેરાન કરવું ઘણી બેરહમી છે [૨) જે જનાવર ફાયદાના લાએક છે તેઓને પણ માત્ર ખેલની રીતે મારી નાંખે નહિં એમાં શીકારી લોકો સપડાયલા છે. (૩) જે જનાવરો પોતાના કામમાં છે તેઓના ખાવા પીવા રાહત પહોચડાવા અને ખીજમત કરવાનો પુરેપુરી રીતથી બનદોબસ્ત કરે તેની શકતીથી વધારે તેની પાસે કામ ન લે તેને હદદથી વધારે ન મારે (૪) જે જનાવરોને જુબહ (વધ) કરવું હોય અથવા ઇજા દેવાના કારણથી મારી નાખવું હોય તો તેજ હથયારથી જલદી તેનું કામ પુરૂ કરી દે તેને તડપાવે નહિં ભુકો. પીઆસો રાખી જાન ન લે.

(૨૫) મો ભાગ. એ બધા મજકુર હકો તો તે હતા જે શરૂથી તેને માથે વાજેબ છે. અને કેટલાક તે હકો છે જે માણુસ પોતે પોતાના અખ્તયારથી પોતાને માથે કરી લે છે તેમા કેટલાક હકો અલ્લાહ તઆલાના! છે અને તે ત્રણ જાતના છે.

(૧) જાત. તે હક્ક જેનું કારણ ઇબાદત છે તે નઝર (માનતા) છે પછી જો મકસુદ એબાદત (જેમ કે રોજા નમાઝ. હજ્જ વગેરે) નઝર હોય તો તેને પુરૂં કરવું ફરજ તમે વાજેબ છે. અને જો વગર મક્સુદ ( વજુ.વગેરે ) એબાદતની હોય તો પુરૂં કરવું મુસ્તહબ છે અને જો મુબાહ (સારા કપડાં પહેરવાં વગેરે)ની હોય તો પુરૂં કરવું નક્રમું છે અને જો ગુનાહ (પાકી કબર. નાચ. વાગાં વગેરે) ની નઝર હોય તો તેનું પુરૂં કરવું હરામ છે અને ખુદા સેવાએની નઝર માનવી શીરકની નઝદીક છે.

( ૨ ) જાત. જેનો સબબ મુબાહ હુકમ છે જેમકે કસમનો કફ્ફારો તે મુબાહ છે. અને રમજાનની કજા મુસાફર તેમ બીમારને માટે એ હકો અદા કરવા વાજેબ છે.

(૩) જાત. જેનો સબબ ગુનોહ છે જેમકે હદો કફ્ફારાઓ જે શરીઅતના વગર કારણે રોજા ખોલવાથી અથવા કતલખત્તા (ભુલથી મારી નાખવું) અથવા જેહાર (ઓરતને મા બહેન વગેરેની નશાબતે) વાજેબ થયા હોય એ હકો પણુ અદા કરવા વાજેબ છે. અને જે હકોનો સબબ અખ્તયારનો છે કેટલાક તેમાં બનદાઓના હકો છે તે પણુ મજકુર વહેચણીના જેમ ત્રણુ જાતના છે.

(૧) જાત. જેનો સબબ તાબેદારી હોય તેનો વાયદો પુરો કર-

વાનો છે. એ જરૂરી છે તેમાં સુસ્તી કરવી મુનાફકની નીશાની ફર-માવી છે.

(૨) જાત. જેનો સબબ મુઆહની ચીજ હોય તે દેણુ છે અને જે દેણુના જેમ હોય જેવી રીતે મબી (જે ચીજ વેચ્યા તે) ને સોપવું અને મનકુહા (જે ઓરતના નિકાહ થયા હોય) ને પોતાની જાતને અને શરી (જે પડોસીનું હક છે તે) ને માગેલી મીલકત આપી દેવી કીંમત અદા કરવી મહેર અદા કરવી મજુરની મજુરી દેવી માગેલી ચીજ અને અનામતની ચીજને પાછી ફેરવવી એ બધું વાજેબ છે.

(૩) જાત. જેનો સબબ ગુનોહ હોય જેમ કે કોઇને મારી નાખ્યું. કોઇનો માલ છીંણવી લેવો કે ચોરી લેવો અથવા એનાયત કરવી કે કોઇની આબરૂ લેવી શખત વાતથી કે ગીબતથી એ કામોનો ઈલાજ કરવો તેમ માફ કરાવવું ફરજ છે અને જો એમ નહિં તો આખેરતમાં તેનો બદલો બંદગી દેવી પડસે અથવા સજા ઉઠાવવી પડસે.

## સમાપ્ત



જે હકો તેને માથે હોય જો તે અલ્લાહના હકોં છે પછી જો તે બંદગીથી છે તો તેને અદા કરે જેમકે તેને નમાઝો કે કંઇ રોજા કે ઝકાત (કે હજ્જ) વગેરે રહી ગ્યા હોય તેનો હિસાબ કરી પુરૂં કરે અને વખત ન હોવાના કે ન માલ હોવાની સુરતમાં તેને અદા કર-વાનો પાકો વીચાર દીલમાં રાખે જ્યારે ફરાગત હોય તે વેળા સુસ્તી ન કરે અને જો ગુનાહમાંથી છે તો તેનાથી સાચીતોબા (પસ્તાઓ) કરે ઇનશા અલ્લાહો તઆલા બધા માફી થઇ જશે અને જો તે બન-

દાઓના હકો છે પછી જો તે અદા કરવા ના લાએક હોય તો અદા કરે અથવા માફી કરાવે જેમકે દેણ કે ખેયાનત વગેરે અને જો માત્ર માફી કરાવા ના લાએક હોય તો ફકત તેને માફી કરાવી લે જેમકે ગીબત વગેરે અને જો કોઇ કારણ હકવાળાઓથી ન માફી કરાવી શકતો ન અદા કરી શકતો હોય તો તે લોકોને માટે હમેશ ઇસ્તેગફર (બખશીશની તલબ) કર્યા કરે તાઅજ્જુબ નહિં કે અલ્લાહ તઆલા ક્યામત (મહાપરલે) માં તે લોકોને રાજી કરી માફી કરાવી દે. પણ જ્યારે પુરા કરાવાની કે ઇસ્તેગફારની શક્તી હોય તે વેળા તેમાં સુસ્તી ન કરે અને જે હકો પોતાના બીજાઓને માથે રહી ગયાં હોય જેનાથી વસુલ કરવાની ઊમ્મેદ હોય નરમીની સાથે તેનાથી વસુલ કરે અને જેનાથી ઉંમ્મેદ ન હોય અથવા તે વસુલને લાએક ન હોય જેમકે ગીબત વગેરે પછી જો ક્યામતમાં તેના બદલામાં ન કયો મળવાની ઉમ્મેદ હોવા છતાં માફી કરવામાં ઘણી ફજીલત આવી છે એટલા માટે તદન માફ કરી દેવું તદન બહેતર છે ખાસ કરી જ્યારે કોઇ માણસ ઊજર તેમ માફી માગે તો (તરતા તરત માફ કરી દે) વસ્સલામ એજર.

---

**Haji Kasim Mohomed du's Vakaf Fund.**

**Rander Zilla Surat.**

**હાજી આહમુદ કાસમ ફ. વકફ ફંડ,**

**રાંદેર, જી. સુરત.**